D/1875 107

# વડોદરા વિલાપ

એટલે

મહારાણી શ્રી જમના બાઈ સાહેબ,

તથા

મહારાજા શ્રી શીયાજીરાવ મહારાજા સાહેબ

હાલ વડોદરાના રાજ કર્તા વિશે

રશીક ગરબીઓ.

---

દોહરો.

દુર થશો સજ્જન સહુ, કજીઆને કંકાશ;
હેતે પ્રીતે વાંચજો, વડોદરા વિલાશ.

રચનાર

એનપી ચિસ્તી (હાજી).

પ્રસિદ્ધ કરનાર.

ઠકર રણછોડદાસ મોતીલાલ.

---

અમદાવાદમાં

ધીકાટે શેઠ પ્રાણલાલ અમરતલાલના ડહેલામાં

મોતીલાલ કાળીદાસે (અમદાવાદ

ચંદ્રોદય) પ્રેસમા છાપ્યું.

કીંમત ૧ આનો.

# અર્પણ પત્રિકા.



આજમ રાવ સાહેબ

બળવંતરાવજી, નવાબ સાહેબ મુસ્તતાબ વાલા જાબુલંદબારગાહ બહાદુર વડોદરાના નવાબ શાહેબ તથા ગાયકવાડ સરકારના મુલકગીરીના સરસુબાના મુનશી સાહેબ.

આપ શ્રીમંત મહારાણી શ્રી જુમનાબાઈ સાહેબના અહીંઆ પધાર્યાથી અતિ આનંદી તથા પ્રફુલીત ખરાગનથી થયાછો તેથી આ પ્રસંગે આપનું નામ આ લઘુ ગ્રંથને શોભા આપશે એમ ધારીઆ લઘુ પુસ્તક આપનાપવિત્ર નામ સાથે બહાર પાડુંછું.

| | |
|---|---|
| વડોદરૂં. | આપનો આશિરવાદી. |
| રાવપુરા | એન, પી. ચિશ્તી |
| ૫ અગસ્ટ૧૮૭૫ | હામી. |

# વડોદરા વિલાપ.



## ગરબો.

એવો ચતુર પેલો ટોપીવાળો, રેલવે ગાડી ચલાવીરે; એ રાગ.
ધન ધન ધન શ્રી જુમનાબાઈ, ગાદી ગાયકવાડની રાખીરે;
ગાયકવાડના ઘરમાં મહારાણી, ક્યાં થયાંછે તમ પાખીરે; ટેક.
કેવાં હશે પુન્ય ગાયક વાડીનાં, માથે આવી મહારાણીરે;
અક્કલ ચતુરાઈ વિદ્યા જેની, વિલાયતે વખાણીરે. ધન. ૧
શેહેરમાં થયો આનંદ સર્વેને, સુખી થયા નર નારીરે;
જુગ જુગ જીવો શ્રી જુમના બાઈ, દયાળુ પર ઉપકારીરે. ધન ૨
દુખ સહુનાં દૂર થયાં ને, સુખના દીન હવે આવ્યારે;
ઘણું જીવો સરમીડ બહાદુર, જે મહારાણીને અહીં લાવ્યારે.
ખંડેરાવ શમશેર બહાદુર, મહારાજા જશવંતારે;
તે મહારાજાની મહારાણી શ્રી, જુમનાબાઈ ગુણવંતારે. ધન. ૪
જે દહાડે મહારાણી પધાર્યાં, તે દહાડાની શોભા ન્યારીરે;
સરદારો સહુ સુખીઆ થયા ને, નાના મોટા વેહેપારીરે. ધન. ૫
વડોદરામાં મહારાણીના, ગુણના ગીત ગવાયરે;
ફુલ્યા ફરે સૌ ફરંગી લોકોને, આનંદ અંગે ન માયરે. ધન. ૬
રેલવે સ્ટેશન પર બહુ લોકો, ગયા હતા લેવા કાજેરે;

ગઈ ગાયકવાડીને પાછી લાવ્યા, મહારાણીજી આજેરે;
ધન ધન ધન તોપો છુટી, જેમ ગ્રજના થાયરે;
ડંકા વાગી ચોપદાર બોલે, તે સુણતા મન હરખાયરે ૮
વીરક્ષેત્ર શેહેર વડોદરૂં, અતિ રહ્યુંછે ઓપીરે;
મહારાણીના શત્રુઓ ઉપર, ઇશ રહ્યોછે કોપીરે. ૯
પ્રજાના ભાગ ઉઘડી ગયા કે, માથે મહારાણી માત્યાંરે;
પગલું જે જગ્યાએ મુકે ત્યાંના દુઃખડાં ટળ્યારે. ૧૦
શોભીતુ થયું શેહેર વડોદરૂને, સર્વ લીલા લેહેરરે;
સુખમાં રહે સદા ગાયકવાડીને. ઇશ્વરની રહે મહેરરે. ૧૧
ઝેર ગયા ને વેર ગયા ને, ગયા જુલમ કરનારારે;
મહારાણીના તેજથી સર્વે, સંહાર પામ્યા ધુતારારે. ૧૨
લુટારાની લુટ બંધ થઇ ને, ચોરોના ચોરા ભાગ્યારે;
મેવાસી ભય વાસી થઇને, પોલીસને પાય લાગ્યારે. ૧૩
સોનું ઉછાળતાં સુના વનમા, કોઇને આળ ન આવેરે;
રૂપા સહીત વનવગડામાં કોઇને, રૂપા નાકય બતાવેરે. ૧૪
ભીક્ષુક લોકોને ભીક્ષા એટલી, મહારાણીજી આપેરે;
દળીદ્ર સહુના દુર કરે ને, દુખડાં સહુના કાપેરે. ૧૫
જે ગાદી નર જાતિ ગુમાવે તે, નારી જાતિ પાછી લાવેરે;
તે નારીના ગુણ ભર્યા ગીત ગુજરાતી કેમ ન ગાવેરે. ૧૬
મહારાણીના પુત્ર પ્યારા શીઆજીરાવ મહારાજરે;
જુગ જુગ જીવો સુખની સાથે, સો રાજાના શીર તાજરે. ૧૭

ગાયકવાડ મહારાજની પુત્રી, તારા બાઈ પુત્ર સમાનરે;
જીવો ઘણું અતિશે આનંદના શ્રી મહારાણીના જીવ જાનરે. ૧૮
મજા સાહેબ બાલા સાહેબ ને, કાકા સાહેબ સુજાનરે;
સુખમાં રહો સૌ મંડળી એમના, જેછે અતી વિધવાનરે. ૧૯
મહારાણીજીના નિત્યે સુધરજો, સર્વે સુખના કામરે;
એ ઇશ્વર સનસારમાં આપે, જશવંતુ એનુ નામરે. ૨૦
હામી કહે એ ઇશ કૃપાળુ દયાળુ માહારાણીરે;
સગાં સંબંધી સહીત સુખમા રહે; કહુંછું હું એજ વાણીરે. ૨૧

---

ગરબો ૨ જો.

વાસલડી વાગી ને હું તો જાગી. એ રાગ.

ઉદય થયો સુખ રૂપી સૂરજ આજે,
શીઆજી રાવ મહારાજ ગાદીએ બીરાજે. ટેક.
વડોદરામાં ગરબા ગાય નરનારી,
શોભાયમાન થઈ આજ ગાયક વાડી;
જુગ જુગ જીવો શીઆજી શુભ અવતારી,
જીવો જીવો શીઆજી કૃપાળું.
ઘણા વરસ રાજ કરે એ દયાળું;
કૃપાળુ દયાળુ મયાળુ પ્રજા પાળુ,
દુઃખ સર્વ શકિતવાન ખોશે,
શત્રુ પાડે પોક મુકીને રોશે;
જોશે સહુ આનંદી દાહાડા જોશે.

વડોદરામાં થઈ આજ લીલા લેહેર,
સુખીઆ થયા લાખ લોક સઉ પેર;
દુઃખ તું તો ગાયકવાડીના કાપે,
આનંદ સહુને તું અતિશે આપે;
સુખી થાય ગાયકવાડી અમાપ,
ઉમર અંબરવેલની માફક વધજો,
સહુ તારા કામ સદાએ સધજો;
શત્રુ ઉપર સહસ્ત્ર દુઃખડાં લધજો,
તને ઈશ અવનાશીની મેહેર થાયે;
હામી તારા ગુણના ગીત ગાય,
રક્ષક તારો ઈશ કૃપાળુ થાય.

---

ગરબી. ૩ જી.

મારા સ્વામી મારાથી બોલો. એ રાગ.

વડોદરાની શોભા થઈ ન્યારી,
આવ્યા શીઆજીરાવ સુભ અવતારી; ટેક.
લીલું પીળું વડોદરૂં સારૂં;
જોઈને મન હીસે છે મારૂં.
સુખ સહુને સહસ્ત્ર આવી મળ્યાં;
ટળ્યા સઉના દુઃખ દરીદ્ર ટળ્યા. ૨
સરટી મહાદેવરાવ જેવા વિદ્વાવાન;
થયા ગાયકવાડી તણા દીવાન. ૩

વસુઝાતના સુબા શાહાબુદ્દીન કાજી;
તેથી ગાયકવાડી રાજી. ૪

રાબ સાહેબ જેવા સર સુબા થયા;
વીરચનીઆના ભાગ હવે ઉઘડી ગયા. ૫

સુધારાના બીની થઇ વાવણી;
કુધારાના ફળની થઇ લાવણી. ૬

કમીશનર પોલીસના મીસ્ટર કોલ;
નથી કોઇ બુદ્ધિમા તેને તોલ. ૭

જોવા જેવી થઇ વડોદરાની વસ્તી ૮

મળે સહુજણસ ત્યાસરેતી

અવીચળ રહે ગાયકવાડી ગાદી;
હામી રહે એના આશિરવાદી. ૯

---

## ગરબી ૪ થી

તેને પીઉડો પર ઘેર જાય, સખી શું કરીએરે. એ રાગ.

જીવો જીવો શ્રી જમનાબાઇ, સદા સુખ સાથેરે;
જીવ ઉગરેછે લાખો, નિત્ય તેને હાથેરે. ટેક.

ઘણું જીવો શ્રી જમના બાઇ, ગુણવંતા વિદ્વાવાન;
જીવો શીઆજીરાવ માહારાજા, એને સઉ રાજા આપે માન.
શ્રી વડોદરૂ શોભે તેથી, શોભે વડોદરાનું રાજરે;
જુગતીથી તેની આવ્યા, પાછા શીઆજી રાવ માહારાજ.

મનોહર જેનો વાગ્યોએરે, જશ મેળવ્યા સઉ ઠામ;
નામ ખંડેરાવ માહારાજનુ, આપ્યું ગામે ગામ.
બાકી કાંઈ ન રાખ્યું ને, જેટલું બન્યું નીજ હાથ
ઈનામ આપ્યા દુઃખડા કાપ્યા, મનમા થઈ રળીઓ.



## ગરબી ૫ મી.

કહેવા દેને કાન, તારા માને કેહેવા દેને. એ રાગ

તારી દીન દીન ચડતી થાય, શીઆજીરાવ મહારાજજી;
તારા શત્રુની પડતી થાય, શીઆજીરાવ મહારાજજી. ટેક.
સૂરત પ્યારી મનમાહનારી, ચંદ્ર સરીખી દેખાય;
કામણગારી કાંતી તમારી, જોયેથી દુઃખ દુર થાય.
સરદાર સુખીઆ ને રૈયત રજી, દુખીયું ન નજરે આય;
રૂપે રંગીલું સોને શોભીતુ, વીરક્ષેત્ર ઓપાય.
નર નારી સહુ ફુલ્યા ફરેછે ને, આનંદ અંગે ન માય;
ખંડેરાવનું રહ્યું નામ સજીવન, તેથી હૈયું હરખાય.
શ્રી જમનાબાઇ થયાં જેની માતા, તેનાં સુખ શા વર્ણવાય;
કાયમ રેહે તારી ગાયકવાડી, ઇશ્વર કરે તારી સહાય.
રિદ્ધી સિદ્ધી ભરે ભંડાર તારા, સુખમાં રહે તું સદાય;
મોજ મનમાં રેહે મીત્ર તમારા, શત્રુ રેહે દુઃખ માંય;
સ્વામી કહે આશીશ દયાળ,બાબા ઉમર એની થાય.

## ગરબી ૬ ડી

જેવું કોલાપૂર શેહેર, વડોદરૂં બહુ સારૂં. એ રાગ.

શોભાનો નહીં પાર, વડોદરૂં અલબેલું. ટેક.

દીપે ગાયકવાડી દરબાર, વડોદરૂં અલબેલું

છત્રપતી શ્રીઆજીરાવના, હાથીઓ અપરંપારરે;
સોના રૂપાની તે પર અંબાડી, રૂપાના સણગાર. વડો. ૧
ઘોડા ઘણેરા મહારાજાના, વાંકા સહુ અસવારરે;
મંદીલો શીર પેચ કસેલા, ગળે મોતીના હાર વડો. ૨
પૂરવ જોયું પશ્ચિમ જોયું, ને જોયું ઉતર દેશરે;
દક્ષિણમાં કોઈ વડોદરાને, પોહોંચે નહીં લવલેશ. વડો. ૩
મુંબઈ જોઈ સૂરત જોયું, ને જોયું કોલાપુર ગામરે;
વડોદરાના મહા રાજાજી, સહુનું સારે કામ. વડો. ૪
ચારે દરવાજાની, વચે માંડવી શોભાયરે;
ઘડીઆળ મોટું તેની ઉપર, ચારે દિશાએ જણાય. વડો. ૫
જળ ભરવાને સરસીઆપર, જાયછે સુંદર નારરે;
જોબન માતી રંગની રાતી, મારની નેન કટાર. વડો ૬
રાજનગરના રશીઆ લોકો, ફરેછે થોકે થોકરે;
બાગ બગીચાં જોતા ફરે, નહીં રોક કોઈને કે ચેક. વડો ૭
લાખો જણાતી લજ્જત રાખે, વડોદરાનું રાજરે;
હામી સદા રહે ગાયકવાડીને, શ્રીશ્રીઆજીરાવ મહારાજ. વ. ૮

## ગરબી ૭ મી.

હારછો હારછો હારછોરે, તમે હરી હૈયાના હારછો
જીવો જીવો સુખકારી, શીઆજીરાવ જીવો જીવો સુ
છત્રપતી શમશેર બહાદુર, પ્રજાછે જેને પ્યારી;
દુઃખ દરિદ્ર સહુના ગયા ને, સુખીઆ થયા નરનારી. શીઆ. ૧
હૈયું હરખાયછે જોઇ જોઇને, મહારાજાની અસ્વારી;
શોભીતું થયું શેહેર વડોદરૂં, રચના થઇ અતી ન્યારી. શીઆ ૨
ઉઘાડા ઘર મુકી સહુ સુએ, નાના મોટા વેપારી;
રૂપે રંગેલી ને સોને જડેલી, શોભે હવેલીઓ સારી;
હામી કહે સુખમાં નિત રહેજો, શીઆજીરાવ શુભ અવતારી.

## ગરબો સાખીનો. ૮

• ગોકુળીએ લઈ ગ્વાલવાલ, ગોકુળથી વંદ્રાવન રૂડું. એ રાગ
ગરબો રમવાને આવ સજની,
છત્રપતીના ગુણ ગાવ સજની,
જીવો શીયાજી રાવ સજની,

---

## સાખીઓ.

શેહેર વડોદરૂં શોભતુ ને, આનંદ ઘેરો ઘેર,
સુખમાં રહો શ્રીમહારાણી, એને ઇશ્વની થાય મેહેર; સજની
શોભામાં ભરપૂરછેજી, શેહેર વડોદરૂં આજ,
સુખસહીત જીવતા રહે, શ્રી સીયાજીરાવ મહારાજ; સજની

ઘુમા મીસી કીજીએ ને, બીડલે બાસઠ પાન;
ઠુમકરે ગરબા ગાઇએ, થાય સુણનારા ગુલતાન; સજની. ૩
ઝમકેરે ઠમકે ચાલીએ ને, કેડ મરડી લઇએ તાલ
લોક ઉભા થઈ સાંભળે ને, ઉપજે સહુને વહાલ; સ. ૪
મનરંજન અંજન કીજીએ ને, સજીએ શુભ સણગાર;
બાજુ બંધ બહુ મુલના ને, કોટે એકાવળ હાર. સ. ૫
ચોળી સાંકડી પેહેરીએ ને, પેહેરીએ અમુલક ચીર,
ઝીણા સ્વરથી ગાઈએ, સહુ સાંભળે રહીને સ્થીર; સ. ૬
લાખોમાંથી પરખીએજી, પ્યારો પ્રાણઆધાર;
ડાલો તેને ન કાઢીએ, કોઇ મીશે જઇ મળીએ બાર સ. ૭
નીચી નજરથી ગાઇએ, ને કોઇને ન કરીએ સાન;
ચેતનારો ચેતી જાયતો, રહે આપ તણું નહીં માન. સ. ૮
મધુર કંઠથી ગાઇએ ને, સહુના હરીએ ચીત;
હામીએ તમને શીખવી, સારી ગરબા ગાવાની રીત. સ. ૯



## વખાણ અંતર લાપિકા

### દોહરા.

બળવંત તન બળવંત મન, રાજ્ય શ્રી સુખકાર,
લજ્જા લોકની રાખવા, મનહર ધર્યો અવતાર,
વદનકમળ ચળકાટ અજબ, રાત્રે ચંદ્ર સમાન,

નસીબ રહે નિત કારેમી, વધે વંશને ગાન,
તનબર થાઓ ઈશ્વર, દીલમાં આણી પ્રિ
રાજી રાખે રાજ રંક, વંચાર સંપની રીત,
વધે ઉમર જે બરીજમા, નહીં જે તોલે કાંય,
જીવો જીવો કૃપાળુ, જીવો સુખ સાથે સદાય,
મુલક ગીરી ને કરો, આળ કાંઇ ન આય,
નવાબ બહાદુર શુભ વચન, બાકી ન રાખે કાંય,
શીક્ષા તેનીથી સહુ, દરિદરનો થયો નાશ,
સરદારો સુખમાં વસે, રહીન કાંઇ કુંકાશ,
લાએણા વિદ્યા વચન, હેતે ભણ્યા આપ.
મન વિદ્યા લેઇ પારખા, સદાયે કાપે પાપ,
તર્કતત્વમન થઇ મગન, દાખે દિલથી નિત;
રસનારના રસ કવિતા સરસ, રશીક કાવ્યથી પ્રિત,
હેતે હરે દુઃખ દાખલા, હેતે કરે સુખ કામ,
સત્યની નિત્ય ઝાલે કલમ, સુધારાનુ ઠામ,
દાતારી ખુબી તરત, ખરે ખરી દરશાય,
ખુશી જો આવે મન ઉપર, સરોવર ઝાંકો થાય,
શી સોનાની ખોટ રહે, હીરા કાચ સમાન,
માણક મોતી જાણજો, તપતા દિન મકાન

## રસીક ગરબો.

મને માયા લગાડી કેમ વિસરીજો. રાગ.

કાન અળગા રહોજી ઘડો ફુટશે જો,
મારી મોતન માળા તુટશે. ટેક
મને ગમતા નથી આવા ચાળાજો,
ચોખું કહુંછું હું નંદનાલાલારે; ૧
તમે નિલજ અમે વહુવારૂરે,
સાર એમાં નથી કહુંછું સારૂરે. ૨
હાથ શું આવે માર્ગમાં રોકેરે,
મને રોવું પડેછે પોક પોકેરે. ૩
પરનારીને પજવતાં લાજીએરે,
આવા ઓચીંતા આવી ન બાઝીએરે. ૪
વળગા ળમી ન કરીએ વાટમારે,
મારી સેપરો જુએછે જમના ઘાટમાંરે. ૫
તારા પાયે પડુંછું ગીરધારીરે,
તમે જીત્યા જીવન હું તો હારીરે. ૬
ઘેર સાસુડી ગાળ મને દેશેરે,
પણ્યો પીઓડો પ્રાણ મારા લેશેરે. ૭
કાન બોલ્યા મહી તારા ચાખશુંરે,
હાર હૈયાનો કરી તને રાખશુંરે. ૮
કાલે જળ ભરવાને વેહેલી આવશુંજો,
તને રસીઆજી રંગમાં રમાવશુંજો. ૯
વ્રજ નારીએ હરીને ભરી હામીજો,
રૂદય ચાંપવા ધસ્યા અંતરજામીજો ૧૦

# જાહેર ખબર*

અમારી બનાવેલી ચોપડીઓ વડોદરા વિલાપ જેમા મલાહારરાવ મહારાજની કારકિરદી ગરબીઓમા વર્ણન કરેલીછે ને જેની કીમત બહુજ સસ્તી એટલે છપાઈછે તથા વાડોદરા વિલાષ જેમાં મહારાણી શ્રી જમનાબાઈસાહેબ તથા શ્રીમંતશ્રી શીયાજીરાવ મહારાજ વિશે રશીક ગરબીઓ રચેલી છે. અને જેની કીમત આનોછે તે શેહેર વડોદરામાં રાવપુરામા ઠકર રણછોડદાસ મોતીલાલની દુકાનપરથી મળશે તથા સહરૂલબ્યાન એટલે જાદુ વર્ણન એટલે બદરે મુનીર તથા બ નજીરનો કિસ્સો ઉરદુભાષામાં ગુજરાતી અક્ષરથી તેના અર્થ સહીત તથા સંપૂરણ સમજુતી સાથે બહાર પાડવાનું અમે ધારીએ છીએ તેની કીમત પેહેલાંથી સહી કરનાર પાસેથી ૧ રૂ. તથા બહાર પડયા પછી ૧॥ રૂપીઓ છે. જે સાહેબોને રાખવાની મરજી હોય તેમણે અમારી પાસેથી મજકુર ઠેકાણે લખી નોટીશ મંગાવવી, પોસ્ટ પેડ વિના કાગળ નહીં લેવાય.

મનપી ચિસ્તી (હામી).